

# પરિચય

આ ચોપડીના લેખક શ્રી. દિનેશ ઠાકોર મારા એક સહકાર્યકર ને મિત્ર છે. બાળકોને માટે તેઓ સુંદર હળવી વાતો લખી શકે છે ને બાળકોને તે રમુજી ને પ્રિય થઈ પડે છે. થોડા વખત પહેલાં જ તેમની હળવી વાતોનો પ્રગટ થએલ 'બોલીઓ મત' નામે સંગ્રહને સારો આવકાર મળ્યો છે. આવો જ આવકાર આ 'ચોખ્ખવટથી વાત કરજો' ને પણ મળશે એવી મને ખાત્રી છે.

બાકી 'ચોખ્ખવટથી વાત કરજો' માટે હું કાંઇ વધુ ચોખ્ખવટ કરવાની જરૂર જોતો નથી, એ તો બાળકો વાંચશે એટલે આપોઆપ ચોખ્ખવટથી વાત થઇ જ જશે.

**સોમાભાઇ ભાવસાર**

# ચોખવટથી વાત કરજો

: લેખક :

દિનેશ ઠાકોર



પ્રકાશક

નવચેતન સાહિત્ય મંદિર

૨૪૫૬ : ભદ્ર

અમદાવાદ






'ચોખવટથી વાત કરજો!' એમ દરેક કામ કરતાં પહેલાં બાલુ કામ સોંપનારને કહેતો, છતાં જ્યારે ત્યારે બાલુનો જ વાંક નીકળતો. આમ કેમ થતું હશે ? એ કોનો વાંક હશે, તે તો કોણ જાણે! પણ એ વાત તો ચોક્કસ જ હતી કે બાલુને તેના કોઈ કામમાં જશ મળ્યો જ નહોતો. બાલુ તેર વર્ષની ઉંમરનો મા-બાપ વિનાનો એક છોકરો હતો. તે તેના કાકાને ત્યાં રહેતો હતો. તેના કાકા કહેતા કે બાલુને ભણતાં જ નથી આવડતું, જ્યારે બાલુ કહેતો કે માસ્તરને ચોખવટથી ભણાવતાં જ નથી આવડતું. ખરી વાત શું તે તો બાલુ ને તેના ભણાવનાર માસ્તર જાણે!

બાલુનાં કાકી બહારગામ ગયાં હતાં! આજ કોઇ રસોઈ કરનાર ન હતું. તેના કાકાએ પેઢીએ જતાં જતાં બાલુને કહ્યું: "બાલુ, આજે તું જરા ચોખા ધોઇને મૂકતો થજે. એટલામાં નંદુ આવી પહોંચશે અને બાકીનું કરી નાખશે.' નંદુ બાલુના કાકાનો છોકરો હતો.



ધોવાનો સાબુ, ધોકેણું ને ડોલ લઈ બાલુ ધોવા બેઠો.

બાલુએ કહ્યું: 'કાકા, તમે ચોખવટથી કહેતા જજો કે પછી મારો કંઈ વાંક નીકળે નહિ.'

કાકાએ કહ્યું: 'અલ્યા, ચોખા ધોવામાં ચોખવટથી શું કહેવું ?' એમ કહી કાકા તો પેઢીએ જતા રહ્યા.

બાલુ એકલો પડ્યો. તેણે સગડી તો સળગાવી, પણ ચોખા ધોવા શેનાથી ? નહાવાના સાબુથી, ધોવાના સાબુથી કે સોડાથી ? શેનાથી ધોવા ? લુગડાંને જેમ ધોકા મારીને ધોઈએ છીએ તેમ ધોકા મારીને ધોવા કે એમને એમ ?

બાલુને વિચાર કરતાં લાગ્યું કે તેના કાકાએ ચોખવટથી કંઇ કહ્યું નથી એટલે તેણે તેની અક્કલથી જ વિચારી નાખ્યું.

ધોવાનો સાબુ, ધોકેણું, પાણીની ડોલ વિગેરે લઈને તે બેઠો. પછી સાબુનું ફીણ કરી તેમાં નાખ્યું ને ચોખા મસળવા બેઠો.

એટલામાં તેનો [કાકાનો છોકરો] નંદુ આવી ચઢયો ને બાલુને કંઈ પણ ન કહેતાં તેનો કાન પકડી તેને ઉઠાડી મૂકયો. બાલુ આમ કેમ બન્યું તે કાંઈ સમજયો નહિ.

આવા તો કેટલાય બનાવો રોજ બનતા તેથી બાલુના કાકા કંગાળી ગયા હતા. તેમાંય આજના બનાવથી તો ખૂબ જ કંટાળ્યા ને બાલુને માટે તે જ દિવસે નોકરી શોધી કાઢી. તેજ ગામના એક શેઠને ત્યાં બાલુને પરચુરણ ઘરકામની નોકરીનું નકકી થઈ ગયું હતું.



૨

## પહેલી નોકરીએ



બાલુભાઈ તો તે દિવસથી કામપર ચઢી ગયા. ઘરનું પરચુરણ કામ કોઈ બતાવે તે કરતા. હા, પણ તે કામ કેમ કરવાનું તેની ચોખવટ તે પહેલેથી કરી લેતા. એમ કરતાં બે દિવસ તો કંઈ ખાસ બનાવ વગર પસાર થયા.

શેઠની મા બિમાર હતી. તે સૂતી હતી. ઉનાળાનો દહાડો હતો એટલે માખીઓ માજીને બહુ હેરાન કરતી હતી ને સૂવા નહોતી દેતી. શેઠે પંખો લઈ બાલુને માખીઓ ઉરાડવા બેસાડયો.

થોડીવારમાં તો એ ઓરડામાંથી મોટી ચીસ સંભળાઇ ને બધા તે ઓરડામાં ભેગાં થઇ ગયાં. સૌએ જોયું તો માજીનું માથું ફાટી ગયું હતું ને તેમનો જીવ ચાલ્યો ગયો હતો.

શેઠ ખીજવાઇ ગયા. તેમને પાસે પડેલી લાકડી લીધી ને બાલુને મારવા હાથ ઉપાડયો. બાલુએ કહ્યું: "શેઠજી, મારો શો વાંક? બધી માખીઓ ઉડી જતી હતી. પણ એક લુચ્ચી માખી ઉડતી જ ન હતી. મેં તેને કહ્યું 'માખીબેન, ઉડો.' ના ઉડી. 'માખી-બાઇ, ઉડો.' ના ઉડી. છેવટે કંટાળીને કહ્યું: 'અરે મારી માવડી, હાથ જોડું છું, ઉડો'. પણ ના ઉડી.


—હાથમાં લીધી લાકડી—

મને ચઢી રીસ. હાથમાં લીધી લાકડી. ગુસ્સામાં ને ગુસ્સામાં લાકડી છૂટી ગઇ, માજીની ખોપરી ફૂટી ગઇ. માખી ઉડી ગઇ ને હવે મને લાગે છે કે મારી નોકરીય છૂટી ગઈ. અરે ભગવાન, ચોખ-વટથી કોઇ કહેતું હોય તો આવું બને!'

બાલુની વાત સાંભળી ભેગાં થએલામાંથી કેટલાકને હસવું આવ્યું. પણ બિચારા માજી ગુજરી ગયાં છે એ જોતાં રડવું આવ્યું. આ બનાવ પછી બાલુને કોઈ નોકરીએ રાખે ખરું?

અને વળી પાછો બાલુ પોતાના કાકાને ઘેર આવ્યો. તેના કાકાએ હવે તો નકકી જ કરી નાખ્યું હતું કે બાલુને ઘેર જ રાખવો સારો! કદાચ કોઈ માથાનો મળે તો ભારે થઈ પડે ને?

★

૩

# ચકલી માંદી પડી !

બાલુ વળી પાછો કાકાને ઘેર પરચુરણ કામકાજ કરતો.



એકવાર બાજુના ગામના શેઠ બાલુના કાકાના મહેમાન બન્યા. વાતચીતમાં બાલુના કાકાએ બાલુ વિષે વાત કરી. આવનાર શેઠે બાલુના કાકાને કહ્યુંઃ 'ઓહો! એમાં શું? બાલુને મોકલો મારે ત્યાં! જો કે પગાર તો હું દર મહિને રૂ. ૦–૫–૪ આપી શકીશ પણ ખાધે પીધે ને પહેરવે ઓઢવે દુઃખ નહિ પડે. જો વિચાર હોય તો કાલે જ બાલુને મારી સાથે મોકલી આપો.'

'પણ જો જો શેઠ! તમે પછી મારો વાંક ના કાઢશો. બાલુમાં અક્કલનો છાંટોય નથી.' બાલુના કાકાએ બાલુની ચોખવટ કરતાં જણાવ્યું.

'અરે! તમે જ જો જોને! ૬–૮ મહિનામાં તમારા બાલુને હું કેવો સીધો દોર કરી દઉં છું તે!'

બીજે દિવસે બાલુ શેઠની સાથે એમને ગામ જઈ નવી નોકરી પર ચઢી ગયો.

ત્યાં બાલુએ બે ત્રણ દિવસ કામ કર્યું. પણ કોણ જાણે કેમ, શેઠનાં ઘરનાં બાલુની પાછળ બોલતાં કે 'ખરો જડ જેવો છે.

કંઇ સમજતો જ નથી. બધા જ કામમાં ઉંધુ કરે છે ને પાછો કહે છે કે ચોખવટથી કહેજો. શું ચોખવટથી કહે, એના બાપનું કપાળ!'

પણ ચોથે જ દિવસે એક બનાવ એવો બન્યો કે બાલુના શેઠે તરત જ બાલુને ટિકિટના પૈસા આપી રવાના કર્યો. તે બનાવ કયો હશે, એમ તમને થાય છે નહિ ?

એક વહેલી સવારે શેઠ બજારમાં શાક લેવા જવાની તૈયારી કરતા હતા ત્યાં બાલુ આવી પહોંચ્યો.


શાકબજારે

" મોટાશેઠ ! આપણી ચકલી ગઈ-કાલથી માંદી પડી ગઈ છે. " બાલુ શેઠને મોટાશેઠ કહેતો.

' હેં–શું કહ્યું ? ચકલી માંદી પડી ગઈ છે ? પેલા મારા ફોટાની પાછળ જેણે માળો બાંધ્યો છે તે ને ? અરરર બિચારી...'

' ના શેઠ, એ નહિ પણ...' બાલુ હજી આગળ બોલતો'તો પણ શેઠે તેને આગળ બોલવા ન દીધો.

' હવે હું જાણું છું ને તમારા બધાના ઢંગ. તેં કે છોકરાઓએ એને ખૂબ સતાવી હશે. '

' અરે મોટાશેઠ ! હું એ ચકલીની વાત...' બાલુએ બોલવા માંડયું પણ શેઠ એકદમ ગુસ્સે થઈ ગયાને બોલવા લાગ્યા: ' ત્યારે એ નહિ તો વળી બીજી કઈ ? '

ત્યાં તો બાલુએ કહ્યું: 'પણ મોટાશેઠ ! મારી વાત તો પૂરી ચોખવટથી સાંભળો ! હું તો...'

'હવે સાંભળી તારી ચોખવટની વાત ! રહેવા દે ને ! કેટલીય-વાર તમને કહ્યું હશે કે મૂંગા પ્રાણીને કે પક્ષીને હેરાન ના કરો. તો પણ સાંભળે છે જ કોણ ? પણ એ કેટલા દિવસથી માંદી પડી છે એ તો પહેલાં કહે ? '

' મોટાશેઠ, તમે તો જુદી વાત...' બાલુ પૂરો જવાબ આપવા જતો હતો ત્યાં તો શેઠ એકદમ ગુસ્સામાં બોલી ઊઠયા: ' બહુ ડાહ્યો થા મા. તને હજારવાર કહ્યું કે પૂછું તેનો જ તારે મને જવાબ આપવો. નકામી માથાકૂટ મારી સાથે ના કરવી. તારી એક પણ વાત મારે સાંભળવી નથી. બોલ ! ચકલી કેટલા દિવસથી માંદી પડી છે ? '

બાલુ તેના નવા શેઠનો ગુસ્સો જાણી ગયો હતો, એટલે એણે પણ પૂછે એટલું જ કહેવાનું વ્યાજબી ધારી જવાબ આપ્યો: 'છેલ્લા ત્રણ દિવસથી. પણ શેઠ, મારી વાત ચોખવટથી સાંભળી લો પછી...'

' ચૂપ ! પૂછું તેનોજ જવાબ આપ ! ત્રણ દિવસ થયા ? અને તું મને હજી ખબર આપે છે ? પહેલે જ દિવસે કહ્યું હોત તો તને શું જોર પડવાનું હતું ? ' એમ કહી શેઠ તો સોફા પર બેસી ગયા ને વિચારમાં પડયા. શેઠને પશુ પક્ષીઓ માટે અનહદ પ્રેમ હતો.

એટલામાં બાલુ બોલી ઊઠયો: 'મોટાશેઠ ! પછી તમે મારો વાંક કાઢશો. પહેલાં તમે મારી વાત તો ચોખવટથી સાંભળી લો એટલે...'

'હા હા, તારો જ વાંક છે. ત્રણ દિવસથી ચકલી માંદી પડી છે ને તું મને હજી આજે ખબર આપે છે? નિર્દય-દયા વગરનો...' શેઠનો ગુસ્સો વધતો જતો હતો.

શેઠ તો ઊભા થયા ને ટેલીફોન પાસે જઈ પક્ષીઓના ડૉકટરને ટેલીફોન કરવા લાગ્યા.

બાલુ આ બધું જોતો હતો ને કાંઈ કહેવા માગતો હોય એમ તેના ચહેરા પરથી ચોકખું જણાતું હતું. તે ગભરાટથી કંઈ બોલવા પણ જતો પણ તરત જ શેઠ તેને અટકાવી દેતા ને જે કંઈ કહેવું હોય તે ડૉકટરના આવી ગયા પછી જ કહેવાનું કહેતા.

૧૫-૨૦ મિનિટમાં તો મોટરનું હોર્ન સંભળાયું ને ડૉકટર મોટરમાંથી ઉતરી,હાથમાં એક નાનકડી બેગ સાથે આવી પહોંચ્યા.

'સાહેબજી શેઠ સાહેબ ! કયાં છે તમારી ચકલી ! ચાલો, બતાવો જોઈએ !' ડૉકટરે હેટ ઉતારતાં કહ્યું.

'બાલુ, જા, ડૉકટર સાહેબને તેના માળા પાસે લઈ જા.' શેઠે બાલુને કહ્યું. આ સાંભળી કોણ જાણે શું થયું તે બાલુ ખડખડાટ પેટ પકડીને હસવા લાગ્યો. ભેગા થયેલાં સૌ તો નવાઈ પામી જોઈ રહ્યા-વિચારી રહ્યા કે આ શું? બાલુ કેમ હસતો હશે?

 ૨૨૯૭૫

આ જોઈ શેઠે તો દાંત પીસીને એક તમાચો બાલુને લગાવી દીધો ને કહ્યું: 'મૂર્ખા, હસે છે કેમ? સાંભળતો નથી તને કહ્યું તે? જલદી ડૉકટર સાહેબને ચકલીના માળા પાસે લઈ જા.'

બાલુને એક તમાચાની પ્રસાદી મળી હતી એટલે તેનું હસવાનું તો કંઈક બંધ થયું. તેણે કહ્યું: 'મોટાશેઠ! કોના માળા પાસે લઈ જાઉં? તમે તો મારી વાત પૂરી સાંભળી નહિ ને ડૉકટરને ટેલીફોન પણ કરી દીધો.'

શેઠે નવાઈ પામતાં પૂછ્યું: 'ત્યારે તું કયી ચકલીની વાત કરે છે?'

'મોટાશેઠ! એ તો હું આપણા બાથરૂમની ચકલીની—નળની ચકલીની વાત કહું છું. તેનું વાઇસર ઢીલું થઈ ગયું છે એટલે...' ને એટલું બોલતાં તો તેને રોકી રાખેલું હસવું પાછું શરૂ કરી દીધું.


બાથરૂમની ચકલી

અને પછી તો બાલુની આ ચોખવટ સાંભળી શેઠ ન જુએ તેમ સૌ હસવા લાગ્યા. પણ શેઠનો ગુસ્સો ન ઉતર્યો. તેમણે તે ઘડીએ બાલુને ટિકિટના પૈસા આપી તેને ગામ રવાના કરી દીધો. હવે તમે જ કહો? આમાં બાલુનો જરાય વાંક હતો? શેઠે ચોખવટથી બાલુની વાત સાંભળી હતી?

★

૪

# વળી પાછા ઘેર, ઠેર ના ઠેર !

વળી પાછો બાલુ બીજી નોકરીની મજા માણી કાકાને ઘેર આવી પહોંચ્યો. ને પહેલાંની માફક પરચુરણ કામ કરતો થઈ ગયો.



બાલુના કાકાને પેટનો ગોળો વારંવાર ચઢી આવતો ત્યારે ખૂબ દુઃખ થતું. આ માટે તેમણે ઘરમાં આગળથી જ દવાની ગોળીઓ રાખી મૂકી હતી. અને જ્યારે જ્યારે દુઃખાવો થઈ આવતો ત્યારે તેઓ બે ગોળીઓ લઈ લેતા.

નંદુને ઉઘરાણી માટે બહારગામ જવાનું હતું. જતાં જતાં તેણે બાલુને કહ્યું, 'બાલુ, જો બાપુને પેટમાં દુઃખાવો થઈ આવે તો બે ગોળી આપજે. બેથી જો ના પતે તો જ ત્રણ આપજે, સમજ્યો ?'

બાલુએ કહ્યું: 'ભાઈ, ચોખવટથી વાત કરજો. પછી મારો વાંક ના નીકળે.' નંદુ હસી પડયો ને કહ્યું: 'હા–હા–હવે ચોખવટથી કહ્યું છે. બસ?' એમ કહી નંદુ બહારગામ ઉપડી ગયો.

કોણ જાણે કેમ, કાકાના કમનસીબે તે જ રાતે કાકાને એકાએક પેટમાં ગોળો ચઢી આવ્યો. સૂતા સૂતા તેમણે બૂમ

પાડી કહ્યું: 'બાલુ, બેટા ! ગોળી આપ. ગોળી લાવ. જલદી કર. ઓ...ઓ...'

બાલુએ કહ્યું: 'ચોખવટથી કહેજો હો કે કાકા !' તેના કાકા ગુસ્સે થઈ ગયા ને કહ્યું, 'બીલકુલ જંગલી છે. લાવ જલદી લાવ, ઓ...ઓ...મરી ગયો. બાલુ, ગોળી લાવ...'

બાલુએ દવાનું કબાટ ઉઘાડયું. જોયું તો તેમાં ઘણીએ શીશીઓમાં જાતજાતની ગોળીઓ હતી. બાલુને વિચાર થયો કે એમાંથી કઈ ગોળી કાકાને આપવાની હશે? એટલામાં તેની નજર એક નાનકડી બંદૂક પર પડી. તેના કાકા પાસે એક બંદૂક પણ હતી.

બાલુને વિચાર આવ્યો કે કાકા ગોળી માંગે છે ને નંદુભાઇએ પણ કહ્યું છે કે દુઃખાવો થાય તો ગોળી આપજે. પણ કઇ ગોળી આપવી? કોઈ ચોખવટથી કહેતું નથી.'

ત્યાં તો કાકાએ પાછી મોટેથી બૂમ પાડી : 'અલ્યા બાલિયા ! ગોળી લાવ, જલદી લાવ. મારો તો જીવ જાય છે...'

'પણ કાકા ! કઇ ગોળી આપું ? મને તો સમજ નથી પડતી.' બાલુએ ચોખવટ કરવા પૂછયું.

'અલ્યા ! તને ફાવે તે આપ–જલ્દી–ઓ...ઓ...' કાકા દુઃખથી પીડાતા બોલ્યા.

બસ ! બાલુને ચોખવટ મળી ગઈ. 'દવાની કે બંદૂકની ગમે તે મારા ભાઈ ! બે ગોળી સાથે જ આપણે તો કામ છે ને ?' એમ વિચારી બાલુએ બંદૂક કાઢીને કાકાથી થોડે દૂર ઊભા રહી ધડુમ્

ધડુમ્ બે ગોળીઓ છોડી. ધડુમ્ ધડુમ્ અવાજ થયો ને કાકા પતી ગયા. બાલુએ પાસે જઈ જોયું તો કાકા શાંત થઈ સૂતા હતા. બાલુ સમજ્યો કે કાકા બેથી પતી ગયા છે. નંદુભાઈએ ચોખવટથી જ કહ્યું હતું કે બેથી ના પતે તો જ ત્રણ આપજે. હવે ત્રીજીની કાંઈ જરૂર જણાતી નથી.

બીજે દિવસે સવારે નંદુ બહારગામથી આવી પહોંચ્યો. ને જોયું તો તેના બાપ ગુજરી ગયા હતા. નંદુએ બાલુને ખૂબ માર મારી ઘરની બહાર કાઢી મૂક્યો.


બાલુએ બંદૂક છોડી.



૫

## મામાને ઘેર

બિચારો બાલુ !



એમાં એનોય શો વાંક ? તેના ભાઇ નંદુએ તેને ચોખવટથી સમજાવ્યું નહિ ને બાલુએ ભળતી ગોળી આપી દીધી ને કાકા મરી ગયા. એમાં એ શું કરે ?

નંદુએ બાલુને કાઢી મૂકયો. તે ગામમાં અહીં તહીં રખડવા લાગ્યો. કોઇને વળી દયા આવે તો ખાવાનું આપે, નહિ તો વળી એક બે દિ'ના ઉપવાસ પણ થઈ જાય. આમ કરતાં કરતાં ૧૫–૨૦ દિવસ નીકળી ગયા.

એક દિવસ બાલુના દૂરના મામા મંગળદાસ તે ગામમાં આવ્યા ને તેમણે બાલુની વાત સાંભળી. તેમણે બાલુને બોલાવ્યો. બાલુએ આવીને બનેલી બધી વાત ચોખવટથી કહી સંભળાવી. તેના મામા મંગળદાસને પણ વાત સાંભળી હસવું આવ્યું. પણ બાલુને દુ:ખી જોતાં દયા આવી ને તેમને ઘેર તેડી ગયા.

બાલુભાઈ તો નવા ગામમાં, નવા ઘરમાં રહેવા આવી ગયા. ઘરનાં બધાં જ માણસોને એક બે દિ'માં ખબર પડી ગઈ કે બાલુભાઈ દરેક કામમાં પહેલેથી જ ચોખવટ માંગી લે છે.

એક દિવસ તેના મામાએ બાલુને બોલાવી કહ્યું: 'બાલુ, આ બે રૂપિયા લે ને બજારમાંથી એક રૂપિયાના મગ ને એક રૂપિયાના ચોખા લઇ આવ. સમજ્યો?'

બાલુએ નિયમ પ્રમાણે તરત જ સંભળાવી દીધું: 'મામા, ચોખવટથી કહેજો કે ભૂલ ના થાય ને પાછો મારો વાંક ના નીકળે.'

મંગળદાસે કહ્યું: 'જો ફરીથી સાંભળ, એક રૂપિયાના મ...ગ ને એક રૂપિયાના ચો....ખા. સમજ્યો હવે?'

બાલુએ કહ્યું: ' મામા, એ તો હું સમજ્યો. પણ એમાંથી કયા રૂપિયાના મગ ને કયા રૂપિયાના ચોખા લાવું તે જરા ચોખવટથી....'

મંગળદાસ તો આ સાંભળીને ખૂબ જ હસ્યા. તેમણે કહ્યું: 'અલ્યા ! તુંય ખરો ચોખવટિયો છે. રૂપિયા તો બધા સરખા જ હોય! જા, છતાંય તારી ચોખવટ ખાતર કહું છું કે આ રાણીછાપ રૂપિયાના મગ ને આ રાજાછાપ રૂપિયાના ચોખા. બસ, હવે તો ચોખવટ થઈ બરાબર ? '

અને બાલુભાઈ બંને રૂપિયા જુદી જુદી મુઠ્ઠીમાં પકડી:

**' રાણીછાપ રૂપિયાના મગ ને રાજાછાપ રૂપિયાના ચોખા,**
**રાણીછાપ રૂપિયાના મગ ને રાજાછાપ રૂપિયાના ચોખા. '**

એમ ગોખતા ગોખતા બજારે નીકળી પડયા.

પણ બાલુભાઈ મગ ને ચોખા તો બંને ભેગા જ લઇ આવ્યા, કારણ કે તેમના કાકાએ તે બંને જુદા લઇ આવવાની ચોખવટ કરી ન હતી.

એ વાતને બે ચાર દિવસ વીતી ગયા. બાલુના મામાનો નાનો છોકરો જાજરૂ જઈ આવ્યો. તેની મામી રાંધતા હતા. તેમણે બાલુને કહ્યું: ' બાલુ, જરા બચુને ધોવડાવ તો ! '

બાલુએ પૂછ્યું: 'શેનાથી ધોવડાવું ? જરા ચોખવટથી કહેજો. '

મામીએ કહ્યું: ' ખરો છે તું તો ! અરે, જઈને જરા પાણી રેડીને ધોવડાવ. '

બાલુએ વિચાર કર્યો કે ઘરનું ભરેલું પાણી બગાડવું એના કરતાં તો તળાવે લઇ જઇ ધોઈ નાંખુ તો શું ખોટું ? અને બાલુ તો છોકરાની આંગળી ઝાલી ઉપડયો તળાવે. બચુ તો સાવ નાનો હતો એટલે તેને શી ખબર કે બાલુભાઈ તેને કયાં ને કેમ તેડી જાય છે !

બાલુએ તો તળાવે જઈને બચુને ખૂબ સાબુ ઘસ્યો. બચુના મનથી કે મને નવડાવે છે. પણ જ્યારે બાલુએ તેને ધોબી લોકોના પથરા પર ઝીક મારી બરાબર ધોવાને વિચારે ઊંચો કર્યો ત્યારે તો નાના બચુએ બૂમાબૂમ કરી તળાવ ગજવી મૂકયું.

સારા નસીબે તળાવે પાણી ભરતાં અને લુગડાં ધોતાં બૈરાંઓ ભેગાં થઇ ગયાં ને બાલુ પાસેથી બચુને છોડાવી દીધો. બચુ નસીબદાર કે બચી ગયો.


બાલુએ ઝીક મારી ધોવાના વિચારે બચુને ઊંચો કર્યો.

અને તે દિવસથી તેના મામા–મામીએ બાલુને કંઈપણ કામ સોંપવાનું છોડી જ દીધું.

૫

# લગ્નમાં ભંગ

હવે બાલુ તેના મામાને ત્યાં અળખામણો થઈ પડયો છે. બિચારા સાથે ન તો કોઈ બોલે કે ન તો કોઇ ચાલે. તે આખો દિવસ ઓટલા પર બેસી રહેતો ને જતાં આવતાં લોકોને જોયા કરતો.

બાલુના મામા મંગળદાસના મોટા દીકરાનું નામ મણિધર હતું. એ મણિધરનાં લગ્ન લેવાયાં. લગ્ન હોય એટલે કામકાજ તો સૌને ખૂબ જ હોય ને ? લગ્નની ધમાલમાં જ્યારે કોઈ કામ માટે ન જડતું ત્યારે બાલુને પણ કામ સોંપાતું. બાલુ પણ રાજી થતો કારણ કે એને નવરા બેસી રહેવું જરાય ગમતું ન હતું. હા, પણ કામ કરતાં પહેલાં તે દરેકને કહી દેતો: ‘ જરા ચોખવટથી કહેજો.’

લગ્નની તિથિ નક્કી થઈ ને કંકોતરીઓ પણ નંખાઈ ગઈ. સગાંવહાલાંઓ ધીમે ધીમે ગામ પરગામથી આવવા લાગ્યાં ને એમ કરતાં તો લગ્નનો દિવસ પણ આવી પહોંચ્યો.

તે જ દિવસે સવારે બાલુ ઓટલા પર બેઠો હતો ત્યાં એક માણસે આવીને પૂછ્યું: ‘ મંગળદાસભાઈ ઘરમાં છે ?’

બાલુએ કહ્યું: ‘ ના ભાઈ, એ તો બહાર ગયા છે. કંઈ કામ છે તમારે ? હોય તો ચોખવટથી કહી દો.’

આવનારે કહ્યું: ‘ લો, આવે ત્યારે આ ચિઠ્ઠી એમને આપી દેજો. ભૂલશો નહિ ! ’

બાલુએ કહ્યું: ‘ અરે, એમ તે કંઈ ભૂલાય ? કોઈ મને ચોખવટથી કહે પછી ભૂલ ના રહે હો ! ’

પેલો આવનાર તો બાલુ સામે જોઈ જ રહ્યો. તે વિચારતો હતો કે આ વળી ચોખવટની શી વાત કરે છે ?

પણ લગનની ધમાલમાં તેના મામા આવ્યા ત્યારે આવેલી ચિઠ્ઠી આપવાનું બાલુ ભૂલી જ ગયો. ઘણીય વખત એક નજીવી ભૂલ ને લીધે માણસોને કેટલા બધા હેરાન થવું પડે છે ? અહીં પણ એમ જ બન્યું.

સાંજના ચાર વાગવા આવ્યા ને બાલુના મામાએ બાલુને એક ચિઠ્ઠી લખી આપી ને કહ્યું: ‘ બાલુ, જરા જા તો ભાઈ, ઉતાવળો જઇને આ ચિઠ્ઠી વેવાઇને ત્યાં આપી આવ ! ’

બાલુએ તરત પૂછ્યું: ‘ પણ મામા વેવાઈ એટલે કોણ ? એવું નામ તે કોઈનું હોય ? જરા ચોખવટ....’

‘અરે અક્કલના બારદાન, વેવાઈ એટલે આપણા મણિધરભાઈના સસરા. સમજ્યો હવે ? ’ બાલુના મામાએ ચોખવટ કરી.

બાલુએ ડોકું ધૂણાવી હા પાડીને સોંપેલા કામમાં આ વખત તો તલભારે ભૂલ ના જ નીકળવી જોઈએ એમ વિચારતાં તેણે વેવાઈના ઘરનો રસ્તો લીધો.

ત્યાં જઈ બાલુએ જોયું તો લગ્નની ધમાલમાં ઘણાંએ માણસો આમથી તેમ હરતાં ફરતાં હતાં. બાલુ તે જોઈ વિચારમાં પડયો કે આમાં વેવાઈ કોણ હશે ? આખરે તેણે ચોખવટ કરવા કોઈને પૂછી જોયું: ' ભાઈ, વેવાઈ કયાં છે ? ' સામેથી જવાબ મળ્યો. ' જુઓ, ત્યાં પેલી મોટી મૂછોવાળા ઊભા ઊભા પાન ખાય છે ને, તે !'

બાલુ તે તરફ વળ્યો ને ગજવામાંથી એક ચિઠ્ઠી કાઢી તેમના હાથમાં આપી.

વેવાઈએ તો ચિઠ્ઠી ઉઘાડી. તે વાંચતાં જ તેમની આંખોમાંથી આંસુ નીકળવા લાગ્યાં ને પોક મૂકીને રડવા બેઠા. રડવાનો અવાજ સાંભળી બીજાઓ પણ એકઠા થવા લાગ્યા ને જરૂર કંઈ નવાજુની હશે એમ સમજી રડવા લાગ્યા. વેવાઈએ રડતાં રડતાં જણાવી દીધું કે તેમના જમાઈ મણિધર ગુજરી ગયા છે.

ઢોલ–તાંસા વાગતા બંધ થયાં. જ્યાં બે ઘડી પહેલાં આનંદ આનંદ હતો, ત્યાં એકદમ શોક છવાઈ ગયો. વેવાઈએ તો માંડવો છોડવાનો પણ હુકમ આપી દીધો.

બાલુ તો કાંઈ સમજ્યો નહિ. બાઘા જેવો તે તો ઊભો ઊભો જોયા જ કરતો હતો. આખરે કંટાળીને બાલુ ઘેર આવ્યો. બારણામાં તેના મામા ઊભા હતા. તેમણે પૂછ્યું: ' કેમ બાલુ, વેવાઈ કંઈ બોલ્યા હતા ? '

બાલુ કહે: ' અરે, એક અક્ષર પણ નહિ. ' મામાએ પૂછ્યું: ' બાલુ ! ત્યાં કેવી ધમાલ ચાલે છે ? '

બાલુ કહે: 'મામા, ત્યાં તો કોઈ મરી ગયું હોય એમ લાગે છે.'

મંગળદાસ આ સાંભળી એકદમ ગુસ્સે થઈ ગયા ને બોલ્યા: બાલુડા! કંઈ ભાન છે કે નહિ? ફાવે તેમ બસ બકયા જ કરે છે!'

બાલુ કહે: 'મામા, ચોખવટથી જ કહું છું. જો ખોટું હોય તો કોઈને દોડાવીને ખબર કઢાવો ને ખાત્રી કરી જુઓ.'

મંગળદાસે ખાત્રી કરવા એક માણસને સાયકલ પર દોડાવ્યો. માણસે આવી ને સમાચાર આપ્યા કે માંડવો અડધો છોડાઈ ગયો છે ને બધા રડારોળ કરે છે.

મંગળદાસને થયું આજ હવે મણિધરનાં લગ્ન અટકયાં. લગનમાં ભંગ પડયો. પણ થાય શું? એમણે પણ સગાવહાલાંને એકઠાં કરી જાહેર કરી દીધું કે વેવાઈને ત્યાં કોઈ ગુજરી ગયું છે માટે આજે લગ્ન બંધ રહ્યાં છે.

સૌ ડાઘુ બનીને પુરુષો ને સ્ત્રીઓ વેવાઈને બારણે સાચું ખોટું રડતાં કૂટતાં આવી પહોંચ્યાં.

વેવાઈ આગળ જ બેઠા હતા. તેમણે મંગળદાસને જોયા ને કંઈ બોલવા જાય છે ત્યાં તો એમની નજર મણિધર પર પડી. વેવાઈને થયું કે મણિધર ગુજરી ગયાની તો ચિઠ્ઠી આવી છે. પણ એ તો જીવતા છે ને આ સૌ અહીં કેમ આવ્યા હશે? આ શો ગોટાળો છે?

એટલામાં મંગળદાસે પૂછયું: 'ચાલો, જે થયું ખરું. પણ કહો તો ખરા કે કોણ ગુજરી ગયું?'

વેવાઈ કહે: 'મારે ત્યાં તો કોઈ ગુજરી ગયું નથી પણ તમારી ચિઠ્ઠી આવી હતી તેમાં લખેલું હતું કે મણિધર ગુજરી ગયો છે. હાજર રહી શકાશે નહિ એટલે અમે તો રડતાં....'

આ સાંભળતાં તો મંગળદાસની આંખ ફાટી ગઇ. 'હેં', કોણે કહ્યું ? મારી ચિઠ્ઠી કયાં છે ? બતાવો. લાવો જોઇએ ! હરામખોર બાલુડાથી એ કામ સીધું થાય તો થઈ રહ્યું.'

વેવાઈએ ચિઠ્ઠી કાઢી ને મંગળદાસના હાથમાં આપી. મંગળદાસે ચિઠ્ઠી વાંચી તેમાં લખેલું હતું કે:

**સ્નેહી ભાઇ,**

**દિલગીર છું કે મણિધર આજે ગુજરી ગયા છે એટલે અમે સૌ હાજર રહી શકીએ એમ નથી.**

**લિ.**

**મોતીચંદ**

તેમણે કહ્યું: 'અરે તમેય ઉતાવળા છોને ? જુઓને ચિઠ્ઠી લખનારની સહી કોની છે? પેલા મોતીચંદની છે, હં.... હવે સમજાયું. તેના દીકરાનું નામ પણ મણિધર ને મારા છોકરાનું નામ પણ મણિધર. તે માંદો હતો ને મરી ગયો હશે તેની આ ચિઠ્ઠી છે. એટલે બાલુડાની ભૂલને લીધે આમ બન્યું લાગે છે.

અને મંગળદાસે પણ વધુ ચોખવટ કરવા બાલુને બોલાવ્યો ને પૂછ્યું: 'આ ચિઠ્ઠી તને કોને આપી હતી !'

બાલુને લાગ્યું કે જરૂર આ કામ ચોખવટથી થયું નથી. તેને

ગજવામાંથી બીજી ચિઠ્ઠી કાઢીને મંગળદાસને આપતાં કહ્યું: ‘ મામા, મારી ભૂલ થઇ ગઈ. આ ચિઠ્ઠી તો સવારમાં એક માણસ તમને આપવા આપી ગયો હતો. તમે તો મને આ ચિઠ્ઠી વેવાઇને આપવા આપેલી.’ એમ કહી જે ચિઠ્ઠી મંગળદાસે મોકલાવી હતી તે ચિઠ્ઠી બાલુએ વેવાઈના હાથમાં આપી. તેમાં લખ્યું હતું કે–

**ભાઇશ્રી,**

**એમ લાગે છે કે અમારે ત્યાં વરઘોડામાં વધુ માણસો આવશે માટે તમે ૧૦૦ ખુરસીની વધારે સગવડતા કરી મૂકશો. લિ.**

**મંગળદાસ**

અને બંને વેવાઇઓ સામાસામા હસી પડયા ને સૌને આ વાતની ખબર પડતાં હસવા લાગ્યાં.

લગનના સાત વાગ્યાનાં મહુરતને તો હવે પહોંચાય એમ નહતું એટલે રાતના નવ વાગ્યાનું મહુરત નક્કી કર્યું ને સૌ પોતપોતાને ઘેર કપડાં બદલવા ગયાં.

તે લગનને દિવસે તો કોઈએ બાલુને કશું ના કહ્યું પણ બીજી જ સવારે મંગળદાસે બાલુને બોલાવી હુકમ કરી દીધો કે આજે જ સાંજ પહેલાં તારે ઘર છોડી ચાલ્યા જવું.

અને બાલુ તે જ ઘડીએ ઘરની બહાર નીકળી પડયો.



૭

# જઈને અમદાવાદ, થઈશું આબાદ!



બાલુને એના મામા મંગળદાસે બીજે દિવસે ઘર છોડીને ચાલ્યા જવાનું કહ્યું ને બાલુ તેજ ઘડીએ ઘર બહાર નીકળી ગયો.

બાલુ તો વગર વિચારે ચાલ્યો જાય છે. કયાં જવું, કોને ત્યાં જવું, એની ચોખવટ એણે એના મન સાથે હજી કરી ન હતી. આખરે તે સ્ટેશન પર આવી પહોંચ્યો. તે વખતે ગાડીનો વખત થયો હતો એટલે મુસાફરોની ભીડ પણ ઠીક જામી હતી. આ જોઇ બાલુને વિચાર આવ્યો કે હું પણ બહારગામ ઉપડું તો શું ખોટું? આ ગામમાં હવે તો કયાંયે રહેવાનું ઠેકાણું નથી. અમદાવાદ જેવા કોઈ મોટા શહેરમાં જવું ને કાંઈ નોકરી ધંધો શોધી લેવો. બસ, હવે તો જઇને અમદાવાદ, થઈશું આબાદ!

બાલુએ એક મુસાફરને ચોખવટ કરવા પૂછી જોયું: 'હે ભાઇ! આ ગાડી કયાં જાય છે?

મુસાફરે કહ્યું: 'અમદાવાદ.'

બાલુને તો એ જ જોઇતું હતું. તરતજ તે તો પ્લેટફોર્મ પર જવા દરવાજામાં દાખલ થયો. ત્યાં તો દરવાજે ઊભેલા ટિકિટ કલેકટરે તેને અટકાવ્યો ને ટિકિટ માગી. બાલુને પણ ત્યારે જ

ખ્યાલ આવ્યો કે બહારગામ જવું હોય તો પહેલી ટિકિટ તો લેવી જ પડે છે! પણ ટિકિટના પૈસા ક્યાંથી લાવવા? તે જાણતો હતો કે તેના ગજવામાં તો કાણી કોડીય સમ ખાવાની નહોતી. તોય એણે તો બધા ગજવા વારાફરતી તપાસવા માંડ્યા.

અને બાલુના નસીબે પણ જોર કર્યું ને રાણીછાપના રોકડા બે રૂપિયા નીકળ્યા. બાલુ પહેલાં તો વિચારમાં પડ્યો કે આ બે રૂપિયા તેના ગજવામાં આવ્યા ક્યાંથી? પણ પછી યાદ આવ્યું કે કોઈ તેના મામાને ત્યાં ચાંલ્લો કરવા બે રૂપિયા આપી ગએલા ને તે બાલુ આપવાનું ભૂલી ગયેલો.

બાલુ ટિકિટબારી પાસે જઈ પહોંચ્યો ને પૂછ્યું: 'ભાઈ! અમદાવાદની ટિકિટનો શો ભાવ છે? તે જરા ચોખવટથી કહેજો. તમે એમ ના ધારશો કે હું નાનો છું, એટલે છેતરાઈને વધારે પૈસા આપીશ.' ટિકિટ આપનારે પણ હસતાંહસતાં કહ્યું: 'એકજ ભાવ—એક રૂપિયો ને નવ આના.'


—સ્ટેશનની ટિકિટ બારીએ—

બાલુએ કહ્યું: 'કંઈ તો ઓછું કરો? હવેથી રાતદિ' જતાં આવતાં તમારી પાસેથી જ લઈશું, પછી છે કંઈ?'

પણુ એટલામાં તો ટન્ ટન્ ટન્ ઘંટના ટકોરા પડયા એટલે ટિકિટ આપનારે કહ્યું: 'અલ્યા, નકામી માથાફોડ ના કર ! ગાડી ઉપડવાનો વખત થયો છે. જલદી કર, નહિ તો રહી જઇશ.'

અને બાલુએ પણ વધુ ચોખવટ કરવાનું માંડી વાળી બે રૂપિયા આપી દઈ ટિકિટ લઈ લીધી. પેલાએ સાત આના પાછા આપ્યા ને બાલુ ઝડપથી દોડી જઇ ચાલતી ગાડીએ ચઢી બેઠો.

બાલુને ટ્રેનમાં જગા સારી મળી હતી એટલે આખી રાત તો એણે નિરાંતે ઊંઘવામાં પસાર કરી. મળસ્કે અમદાવાદનું સ્ટેશન આવી પહોંચ્યું. સ્ટેશન પરના ઘોંઘાટથી બાલુ જાગી ઊઠયો ને કોઇને પૂછી અમદાવાદનું જ સ્ટેશન છે કે બીજું તેની ચોખવટ કરી લીધી.

બાલુ ટિકિટ આપી સ્ટેશન બહાર તો નીકળી ગયો પણુ હવે તેને વિચાર આવ્યો કે જવું ક્યાં ? તેનું કોઈ સગુંવહાલું કે ઓળખીતું પાળખીતું તો અમદાવાદમાં હતું નહિ.

બાલુ સવાર પડવાની રાહ જોવા લાગ્યો. તેણે તો એક ફૂટપાથ પર પોતાનું આસન જમાવ્યું. બે કલાક પછી ધીમે ધીમે રસ્તા પર માણસોની ભીડ વધવા લાગી. એક બે વાર તો બાલુએ ઊભા થઈ કોઈ પૈસાદાર દેખાતા માણસ પાસે નોકરીની માગણી પણુ કરી જોઇ, પણુ કોઇએ તેને સરખો જવાબ પણુ ન દીધો. બાલુ માટે એમ કાંઈ નોકરી વાટમાં પડી હતી !

વખત તો વધતો જતો હતો. આખરે અગિયાર વાગવા આવ્યા ત્યારે બાલુને લાગ્યું કે હવે તો કંઈ પેટપૂજા કરવી જોઇએ.

બચેલા સાત આનામાંથી તેણે એક આનાના ચણા લીધા ને ખાવા બેઠો. એટલામાં સીનેમાની જાહેરાતના કાગળો વહેંચનાર એક માણસ પર તેની નજર પડી. તે ઊભો થયો ને એક કાગળ લઈ આવ્યો.

કાગળમાં નીચે પ્રમાણેનું લખાણ હતું.

> તમે બેકાર છો ?
> નોકરીની શોધમાં છો ?
> **તમારે પૈસા કમાવા છે ?**
> **તમારે પૈસાદાર થવું છે ?**
> **તો આજેજ**
> **લ ખ પ તિ**
> ને
> રૂબરૂ મળો
> **તમારી મૂંઝવણોનો ઉકેલ તે ચોખવટથી તમને સમજાવશે.**
> —: લખપતિનો મુકામ :-
> પ્ર ભા ત ટૉ કી ઝ
> **પાંજરાપોળ**
> મળવાનો સમય દરરોજ
> સાંજના ૫ થી ૧૧
> ટિકિટના ભાવ
> ૦-૪-૦ : ૦-૭-૦ : ૦-૯-૦ : ૧-૨-૦

બાલુએ આખો કાગળ એકદમ વાંચી કાઢયો પણ તે સમજ્યો નહિ કે એ તો સીનેમાની જાહેરાતનો કાગળ છે. બાલુએ સીનેમા જોયો ન હતો એટલે તેને તો લખપતિને કોઈ સાચો માણસ જ ધારી લીધો. એટલે બાલુએ તરત જ મન સાથે નક્કી કરી લીધું કે આજ સાંજે જરૂર એ લખપતિની મુલાકાત લેવી. કારણ કે તે નોકરીની શોધમાં હતો. વળી આ લખપતિ જે સમજાવવાનો હતો તે ચોખવટથી સમજાવવાનો હતો, એટલે બાલુને થયું કે ભલે ચાર આના બગડે પણ ચોખવટથી મૂંઝ-

વણુનો ઉકેલ કરી લેવો. કદાચ એને દયા આવે તો નોકરી ધંધો પણ ખોળી આપે.



અમદાવાદમાં

બાલુ અમદાવાદથી અજાણ્યો હતો. એટલે તે પાંજરાપોળ પાસે પ્રભાત ટૉકીઝ ક્યાં આવી છે તેની શોધમાં નીકળ્યો. આખરે અમદાવાદના નાના મોટા અનેક રસ્તાઓ પસાર કરતો બાલુ પ્રભાત ટૉકીઝ પાસે જઈ પહોંચ્યો.

બાલુ પ્રભાત ટૉકીઝ પાસે પહોંચ્યો ત્યારે લગભગ ચાર વાગવા આવ્યા હતા. દરવાજે એક પઠાણ ઊભો હતો. બાલુએ તેને પૂછ્યું: 'હમણાં લખપતિ સા'બ મળશે? હોય તો લો ચાર આના ને જવા દો મને.' પઠાણે કહ્યું: 'ક્યા કહેતા હૈ? મેરી સમજમેં નહિ આતા!'

બાલુએ અર્ધી હિન્દી ને અર્ધી ગુજરાતી ભાષામાં જવાબ આપ્યો: 'હમ તો એમ કહેતા હે કે ચાર આના પહેલા લેવ ઓર હમકુ જાને દોવ. લખપતિકો મીલના હે. ઉસમેં તુમકુ ક્યા ચોખવટથી સમજાવવાના હે?'

પઠાણને થયું કે આ કોઈ વિચિત્ર પ્રાણી લાગે છે. એણે કહ્યું : ‘ અભી નહિ. એક ઘંટા બાદ. વહાંસે પહેલે ટિકિટ લો. ફીર ભીતર જાના, જાઓ. ’ અને એમ કહી પઠાણે તેણે ટિકિટ ઑફિસ બતાવી.

બાલુ ટિકિટબારી પાસે જઈ ઊભો રહ્યો. હજી ટિકિટ ઑફીસ ઉઘડી ન હતી. અર્ધો એક કલાક પછી ટિકિટ ઑફિસ ઉઘડી.



બાલુ ટીકીટ ખરીદે છે.

ધીમે ધીમે સીનેમા જોવા આવનારાની ભીડ ટીકીટ બારી પાસે વધવા લાગી. તેમાંથી ધક્કા-મૂક્કી કરી બાલુએ સૌથી પહેલાં ટિકિટ લીધી ને દરવાજામાંથી અંદર કંપાઉન્ડમાં દાખલ થયો. કંપાઉન્ડમાં બે ચાર માણસો ફરતાં હતાં. બાલુએ તેમને પૂછ્યું: હેં ભાઈ ! લખપતિ ક્યાં રહે છે? મેં એને મળવા માટે આ ટિકિટ પણ લીધી છે. હમણાં મળાશે ? ’

પેલાઓએ જવાબ આપ્યો: ‘ ભાઈ, હજી લખપતિને મળવાની વાર છે. અહીં બેસ. હજુ બધા ખૂબ માણસો મળવા આવશે એટલે પેલા દરવાજાઓ છે ને, તે ઉઘાડી આપણને અંદર બેસાડશે. ત્યાં તને લખપતિ મળશે હોં, સમજ્યો ? ’

બાલુએ કહ્યું, ‘કેમ નહિ ? વાહ ! આવી ચોખવટથી કોઈ મને સમજાવે ને પછી હું ના સમજું તો તો થઈ રહ્યું ને ? ’

બાલુ તો થિયેટરના બગીચાના એક બાંકડા પર બેઠો. થિયેટરના જુદા જુદા વર્ગના બારણાઓ બંધ હતા. તે જોઈ બાલુ સમજ્યો કે આ બધી ઓરડીમાંથી એકાદ ઓરડીમાં તો લખપતિ રહેતો જ હશે. તેને વિચાર આવ્યો નામ તો લખપતિ છે ને રહે છે ત્યારે આવી ઓરડીમાં !

અને એમ કરતાં પોણા પાંચ વાગી ગયા એટલે સીનેમા જોવા આવનારાઓની ભીડ વધતી ચાલી. આ જોઈબાલુને થયું કે અમદાવાદ શહેરમાં આટલા બધા સ્ત્રી પુરૂષો નોકરી ધંધા વગરનાં હશે? શું આ સૌને મૂંઝવણો પૂછવાની હશે ?

પાંચ વાગ્યા એટલે થિયેટરના દરવાજા ઉઘડ્યા ને બધા માણસો અંદર દાખલ થયા તેના ભેગો બાલુ પણ દાખલ થઈ ગયો.

થોડીવાર થઇને વીજળીના દીવા બંધ થયા ને થિયેટરમાં અંધારું થયું. બાલુ સમજ્યો કે અંધારામાં કોઇ લૂંટી તો નહિ લે ને ! તેને તેના બે આનાની ધાસ્તી લાગી. તે ગભરાયો ને એકદમ બૂમ પાડી ઊઠયો: ‘ ઓ મારા બાપરે....’

ઓચિંતી બૂમ પડી એટલે લોકો સમજ્યા કે જરૂર આ છોકરાને કંઈ કરડયું હશે, એટલે સૌએ હો–હા કરી મૂકી.

બધા માણસોની કિકિયારી ને બૂમાબૂમથી ફરી દીવા સળગ્યા ને શા કારણે આટલી હોહા થઈ તેની સીનેમા મેનેજરે તપાસ કરી. તપાસમાં બધાએ બાલુને આગળ ધર્યો ને કહ્યું કે આજ છોકરે સૌથી

પહેલી બૂમો મારી હતી. મેનેજર ખીજવાયો ને બાલુની બોચી પકડી તેને બહાર ખેંચી ગયો.

બાલુ તો ગભરાઇ ગયો. તેણે બૂમ પાડવાનું કારણ ચોખવટથી જણાવ્યું. પણ તેનું સાંભળે કોણ ? મેનેજરે પઠાણને બોલાવી બાલુને બહાર કઢાવી મૂકયો. બાલુએ જતાં જતાં જણાવ્યું 'અબે પઠાણ સા'બ, હમ લખપતિ સા'બકો સવાલ નહિ પૂછેંગે, પણ હમકુ એકવાર દેખણે તો દો, કે વો કૈસા હૈ ?'



'એકવાર દેખણે તો દો.'

બાલુ સીનેમા બહાર આવીને ફૂટપાથ પર ઊભો રહ્યો. તેને શા માટે બહાર કાઢવામાં આવ્યો હતો તેનું કારણ તે સમજ્યો નહિ. બાલુને વિચાર આવ્યો કે ગામડાના લોકો કહે છે કે શહેરના લોક ગામડાના લોકને છેતરે એ વાત સાચી તો ખરી ! અને વળી પાછો બાલુ અમદાવાદમાં રખડતો થઈ ગયો.

★

# લેખકની ચોખવટ

'બાલજગત'ના દિવાળી અંકમાં જ્યારે મેં પહેલ વહેલી **'ચોખવટથી વાત કરજો'** એ વાર્તા લખી ત્યારે મને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે આ વાત આટલી આગળ વધશે. પણ દિવાળી અંકમાં એ વાર્તા બાળકોએ વાંચી મુંબઈ, નડિયાદ, વિરમગામ, મદ્રાસ એમ વિવિધ સ્થળેથી વાચક બાળમિત્રો પત્રો આવ્યા કે આ વાર્તા બાલજગતના અંકમાં નિયમિત આપવી.

અને પછી મેં પણ એ વાર્તા આગળ લખી ગામથી અમદાવાદમાં લાવી દીધો છે. હ એની મને પોતાને પણ ખબર નથી. પણ સમયમાં જ પ્રગટ થનાર છે એટલે વાચ કરું છું.

આ પુસ્તક પ્રગટ તથા વાર્તા ને અનુરૂપ કરી છે તે સૌનો આ

હું માનું છું

